ૐ

શ્રી નવલ

વીર અને શૃંગાર રસે રસાયેલ

રાષ્ટ્ર યજ્ઞના બળીદાને

# વીરની વિદાયગીરી

## સૂતરનો હાર.


લેખક અને પ્રકાશક

ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી.

"મુસાફિર" પ્રાંતીજ



મળવાનું સ્થળ

સ્નેહ સાહિત્ય મંદિર

સ્ટેશન રોડ ડેરી પાસ—આણંદ.

કિંમત રૂ. ૦–૧–૦

ॐ

શ્રી નવલ

રાષ્ટ્ર યજ્ઞના બળીદાને

# વીરની વિદાયગીરી

ને

# સૂતરનો હાર.

---

## વીર ગુજરાતીની વીરતા.

વીર ગુજરાતી તણી, વીરતા તણી કથની સુણો;
" ગુજરાત દીઠી રાંડવી " એ લેખને લાગ્યો લૂણો:
યાહોમ કરી વીર ગજવતા, ધ્રૂજતી ધરા ધધણાવવા;
બળીદાન આપી દેશને, વ્હાલા જીગર ઉદ્ધારવા:
એક વીર જાતાં જેલમાં, સૌને શીખામણ આપતો;
ચારિત્ર ઉજ્વળ જોતાં સૌને, બુદ્ધિ બધાની માપતો:
ધોળા ઉપર કાળા ભીતર, એ વીર નહિ પણ રાંડવા;
રક્ત ચૂસી બંધુનાં તે, વ્હાય મ્હોકાણુ માંડવા:
લઈને પ્રતિજ્ઞા પ્રેમથી, જે ચાટવા થૂક જાય છે;
લક્ષ્મી તણી લાલચ મહીં, સ્વાર્થે પછી લલચાય છે.
[illegible] જમાવે દેશીનો, ને ખાદીમાં સોહાય છે;

સો પોથીમાંનાં રીંગણાંથી, વાત વંઠી જાય છે.
ધ્યાનથી રગરગ બળે છે, ક્રોધ ઉદ્ધાર થાય ક્યાં ?
પ્રેમ વીણુ શું કરે વીર એ, વૈર ભભૂકો થાય જ્યાં:
જલદ વીષ રોમ રોમ રાખે. મૂખ અમૃતથી શું વળ્યું;
ફરપીણુ કૃત્ય શું વીરનું છે, જાયના કોઇથી કળ્યું:
આતસ ઝળતો દીલમાં, તેમાં જળે દુનિયા બળી;
ધાર્યું મનનું સિદ્ધ કરવા, અગ્નિ હોલાતો નથી:
કૃત્યો જુદાં છે કારમાં, મીઠાં વચન વદાય છે;
બગ ધ્યાન પેઠે શોભતાં, દાવે ઘાટ વળાય છે:
ધિક્કાર છે બંધુ એવાને, જ્યાં ત્યાં એવા જણાય છે;
કોઇને પ્રતિજ્ઞા પાળતા ના, હરામ જાદા ગણાય છે:
વ્હાવા અને સ્હવા તણા, પંથે કંટક શું પાથરો:
બસ દેશની સેવા મહીં, વ્હાશો વિલાશે સાથરો:
ભલે માસના માસો સુધી, ઉપવાસ જો કરવા પડે;
ભલે શક્તિ વગરના શરીરને, રણવાસમાં લઢવું પડે:
વસ્ત્રો તણા વાઘા મહીં, લંગોટ બસ બંધાય છે;
ધર્મ કર્મથી સદા બસ, કામ સિદ્ધ કરાય છે:
આ દેહ છે શું કામનો, જવાનો તે એક દીન છે;
સાર્થક જીવન કરવું રહ્યું, કોણ ગૃહસ્થ ને દિન છે:
જખ્મી જીગરની આપદા, ના જખ્મથી રૂઝાય છે;
હિંસા વગરના બળ વડે, તપો બળ પંકાય છે:
અવગુણ ઉપર ગુણ કરવા, દીલ થકી જે ચ્હાય છે;

શત્રુ જીગરના સ્નેહથી, તે આલમે પૂજાય છે:
પુષ્પ બદલે હાર સુતરના, પહેરી જેલે જે જતા;
દુઃખીયા તણાં દુઃખો નિહાળી, દુઃખી સદાયે ન થતા:
દેશ દ્રોહી ના થતા કો, આબરૂ લુટાય છે;
દેશ સેવાની મહીં જો, આબરૂ સચવાય છે:
મોહાંધ થઇ ફેશનવસી, તુમાખીના કૈં તોરમાં;
મદાંધના મદ તૂટયા, ફેશન તણા કૈં જોરમાં:
સુખ દુઃખ કૈં ઉર લેખતાં, દુઃખથી છાતી ચીરાય છે;
ધીક્ક ધીક્ક અવતાર આ, હૈયુ ઘણું ગભરાય છે:
ખાદી તણી છે બોલ બાલા, નક્કી તમે સૌ માનજો;
પ્રેમ હોય જો દેશનો, તો ખાદી અંગે ધારજો:

## વિદાગીરીનો મામલો ને મહેરદારનું મૂલ

પીયુ પ્યારા પધારોને, સુતરનો હાર પહેરાવું;
સીધાવો દેશને માટે, સુતરનો હાર પહેરાવું:
સુતર જે હાથથી કાંત્યું, તેની વરમાળ નાખી છે;
પુષ્પ પેઠે નહિ કરમાવા, સુતરનો હાર પહેરાવું:
ખીલેલાં પુષ્પ કરમાશે, નથી આ હાર કરમાતો;
કાચા તંતુ તણું બંધન, સુતરનો હાર પહેરાવું:
અભય આશિષ આપું છું, સુતરના હારથી શોભો;
અનંતુ શ્રેય છે જેમાં, સુતરનો હાર પહેરાવું:
પડે પાછા નહિ રણમાં, કઠણ કાળજુ થશે ક્ષણમાં;

મરણ પણ નાસશે આઘું, સુતરનો હાર પહેરાવું:
તજો ભોગો વિલાસોના, પડયા કંટક વિહારોમાં;
બનો વિહારી વેરાગી, સુતરનો હાર પહેરાવું:
જીગર જખ્મી કરો પ્યારા, જીવનની બેલડી હું છું;
સીધાવો જેલની વાટે, સુતરનો હાર પહેરાવું:
ફિકરના ઘર તણી કરશો, ઝુકો બસ શીર ઝૂકાવી;
ઝુકાવા દુનિયા શાણી, સુતરનો હાર પહેરાવું:
તમાચો કો કદી મારે, નીડર થઇ ગાલને ધરશો;
દમન નિજ દેહનું કરવા, સુતરનો હાર પહેરાવું:
તમો ભ્રષ્ટ ના કદી થાશો, ભલે હું બે વફા થાતી;
જીગરની ખાખ કરવાને, સુતરનો હાર પહેરાવું:
અચળ નિશ્ચય નહિ ચળશો, લાલચે કોઇ લલચાવે;
ગુલામગીરી દફન કરવા, સુતરનો હાર પહેરાવું:
જીવીશું તો જરૂર મળશું, નહિ તો સ્વર્ગમાં પ્યારા;
પધારો જેલની વાટે, સુતરનો હાર પહેરાવું:

× × × × × ×

પ્રતિજ્ઞા નહિ તોડું પ્યારી, સુતરનો હાર પહેર્યો છે;
જન્મભર નામ નહિ બોળું, સુતરનો હાર પહેરીને:
અમૂલ્ય ગૃહરાણી તું, જીવનની બેલડી મારી;
ચહીસ રહેતાં જીગરના ઘા, સુતરનો હાર પહેરીને:
પ્રીયા તું પ્રાણથી પ્યારી, રત્ન અણમૂલ્ય છે મારૂં;
એકલડી મૂકીને જાઉં છું, સુતરનો હાર પહેરીને:

ધવળતા શ્યામના કરતી, કલંકે ના કદી મરતી;
સીધાવું જેલની વાટે, સુતરનો હાર પહેરીનેઃ
જુવાની ક્ષીણના કરતી, ફિકરે લેશના ઝૂળતી;
હ્રદય સામ બાણુ ખાર્યાં છે, સુતરનો હાર પહેરીનેઃ
ઉઠ્યા દુઃખો તણા ડુંગર, અમે ના દુઃખમાં ગણુતા;
હવે હું જાઉં છું પ્યારી, સુતરનો હાર પહેરીનેઃ
બળીદાન આત્માના યજ્ઞે, ચઢાવવા હું હવે જાઉં છું;
ત્હાં તું આવજે પ્યારી, સુતરનો હાર પહેરીનેઃ

વીરમૂર્તી—વીરની વિભૂતિ જાઉં છું, દેશધર્મને ચુકશું નહિ;
ગુજરાતનો છું બાળ, આવ્યા કાળથી ડરશું નહિ.
દેશ સેવામાં વહાલી, જીંદગી કરશું નહિ,
હો દેવ દુનિયાનો ભલે, માર્યાં કદી મરશું નહિ.

કંચન—પીયુજી રામ રામ.

વીરમૂર્તી—પ્રિયા રામરામ. ( જાય છે જતાં )

કંચન—વીધી તારા પણ અજબ પ્રકારના જાદુ ભર્યાં લેખજન!

વીરમૂર્તી—વીધીના લેખ તો રંગમાં રમાડનારી પ્રાણહરનારા હોય છે અને તેના રંગ હું ને તું જોઈ રહ્યાં છીએ. એ તેની મઝા.

દુઃખો ઉપર સહ્યાં દુઃખો, રિબાવે તે છતાં ઝાઝું;
અજબ લીલા વીભુ તારી, સતાવેશું અરે શું આવુ:
મૂગે મોંઢે સહન કરતાં, હૃદય મુઝાય છે બાપુ;
થાકયો હા! દુઃખમાં રમરતાં, અજંપા જાપ શું જાપું:
જીગર જખ્મી થતાં વ્હાતું, ઢળ્યાં દુઃખો સદા સ્હાતું;
બનીને મસ્ત મલકાતું, દુઃખોનો ગીતડાં ગાતું:
દુઃખોના લેશ દેખાવે, હૃદયના ઘા ન રૂજાતા;
વિધીના લેખથી બાપુ, હૃદયે હાય મુઝાતા:
અમલ છે આકરો વીધી, વ્હાતાં સ્હેતાં હૃદય રોતું;
રિબાતાંને મુઝાતાંયે, ટપકતાં અશ્રુ કાં લ્હોતું:
દેવોના દેવ દુનિયાના, ગુરૂના એ ગુરૂદાતા;
હૃદય વિરાજતા બાપુ, હવે તો કૈં કરો શાતા:
જીગર સ્થૂલ સેવે ઝોકાવું, દુઃખો આવી ખડાં થાતાં;
પડયા પર પાટૂવાં મારી, મસ્તિમાં મસ્તક મલકાતાં
રિબાયો છું મુઝાયો છું, ઢળુ ચરણે વીધી તારા;
ફરેશું ? વીધીના લેખો, મુસાફિર પ્રાણ હરનારા:

## ખાદીના ખાનદાનમાં મઝા ભરી કેલી.

મારા પિયુ ચઢી અહિંસા ઘોડલેરે, સત્યાગ્રહ કરતા રે લોલ.
આત્મશુદ્ધિ એ વીર દેશ પ્રેમ મળતા રે લોલ.

દેશ સેવે ગૌરવ સમજાય ને યાહોમે નિશ્ચલ ગાજતા રે લોલ
મારા નાથ દેશ માટ રેંટીયો કાંકતા રે લોલ.

ભીષણ ઐક્યે સોહાઇ,
સ્વદેશ પૂજને મોટાઇ

ન્હાતા—રહેતા રે લોલ
ઐક્ય સ્વાશ્રય મન કામના, પૂર્ણ સ્વરાજ્ય પૂજન;
દેશ ઋણે બલિદાનથી, ભારત નંદન વન:

કાચા સોનાની ભૂ
પૃથ્વી પૂજાતી શું

સૌ આલમના જન ચરણે ઢળતા રે લોલ.
હાલ હલાવે હાકલ ગઇને નગણા થાય રે લોલ.
દેશવધૂ ભારત આશ્રમે, સત્યાગ્રહ સોહાય;
રેંટીયા અને ખાદી વડે, દેશ જય જય થાય.
દેશ સેવે મારા નાથની શકલ તેમાં તો તે છે આગળે;
કુમળી છું તોયે હું વીર બાળા, મારા કંકણોમાં સેવા ગરજતી
રે લોલ.

કંચન—બ્હેન ખાદીથી આબાદીને રેંટીયાની મઝા તને સમજાઇને ? તો કાં તું રેંટીયો નથી ફેરવતી ને ખાદીથી દેહ નથી દીપાવતી વારુ ?

કાન્તિ—એ બધુય હું સમજું છું મને ખાદી પહેરવાનો, રેંટીઓ ફેરવવાનો મોહ થાય છે, પણ સહજ અચકાઉં છું એથીજ કે મને ખાદી ભારે પડે છે ને વળી ફેશનેબલ નહિ ને મીરાંના જેવી દેખાઉં છું. એટલે જ મને ગમતી નથી. નહિ તો મારા ઘરમાંથી તમારા જેવો દાખલો આપી ઘણુંય સમજાવે છે. પણ હું જ માનું એવી ક્યાં છું તે ?

કંચન—જો તારે ખાદી ન સજવી હોય રેંટીયાની ફરકડી ન ફેરવવી હોય તો મારી સાથે ન બોલતી કે ચાલતી. જો આ મલમલથી તારૂં અંગ ઢંકાયું છતાં કેવું જોનાર પુરૂષને પાણીપાણી કરી મોહથી પીગળાવે તેવું દેખાય છે. આપણી એબ આપણને વહાલી ન હોય તો બળ્યો આપણો અવતાર.

કાન્તિ—હા ખરી વાત છે તારી બેન. ઘણા ગુજરાતીઓ પણ એવા કર્મના પિશાચ કોઈ કોઈ ખાદીથી ઉજલા દૂધ જેવા દેખાઈ કાળાં કૃત્યનાં કરનાર ઘણાય હું નિહાળું છું બરોબર છે. આવી રીતે મલમલ જેવાં બારીક કપડાંથી આપણે ફેશનેબલ બનીએ છીએ ત્યારે જ ઠઠ્ઠા. મશ્કરીની ઠેકડીએ આપણને બનાવી પાપ ભોક્તા થાય છેની. ઓ

મારી ભૂલ મારાથી સમજાઇ તો બીજી બેનો કેમ નહિ સમજે.

કંચન—ઠીક ત્યારે જો પેલા સામે કોણુ ખાદીના ફકીર આવે છે.

કાન્તિ—એ તો તમારા બનેવીને મારા ઘરવાળા સ્તો.

કંચન—હું પેલી તરફ થઇ બ્હાર જાઉં છું ને તું ખાદીની સાડી ને રેંટીયો મંગાવવા સમજાવ. કે તે તને લાવી આપે. ( અંદર જાય છે, )

વ્હાલાજી સાડી ગુલાબી મંગાવો.

કાન્તિ—પીયુજી મને ખાદીની સાડીએ સજાવો.

રસીકચંદ્ર—" ઓહો "

કાન્તિ—રેંટીયો કંતાવો, સ્વદેશી બનાવો.

રસીકચંદ્ર—" હા હા ચક્કર ફર્યાં તો "

કાન્તિ—સાજ્યો બે સ્વદેશાની

રસીકચંદ્ર—" સત્યાગ્રહ આશ્રમમાંથીને "

કાન્તિ—ફેશન જ લાવો મંગાવો. પીયુજી

રસીકચંદ્ર—" વાહ રે વાહ "

કાન્તિ—" મંગાવો છોને "

રસીકચંદ્ર—" પણ બેડોળ દેખાઇશ તે "

કાન્તિ—" એ બધુ ખરૂં પણ હવે ખાનદાની ખાદીમાં છે "

રસીકચંદ્ર—" વારૂ "

કાન્તિ—" ક્યારે "

રસીકચંદ્ર—" હમણાં "

કાન્તિ—" જાઓ "

રસીકચંદ્ર—" આ ચાલ્યો "

કાન્તિ—" ક્યાં "

રસીકચંદ્ર—" આશ્રમમાં "

કાન્તિ—" સમજ્યાને "

રસીકચંદ્ર—" હા "

કાન્તિ—" શું "

રસીકચંદ્ર—" સત્યાગ્રહી બની સ્વદેશ પૂજન ન કરે તેને ધિક્કાર. "

કાન્તિ—સ્વતંત્રતાના જય ઘોષથી, જાગ્યા વીર અનંત,
માતૃભૂમિ ઉધ્ધારણે, ડોલવતા દિગંત.
પીયુજી મને ખાદીની સાડીએ સજાવો.

રસીકચંદ્ર—હવે તો હું શુદ્ધ સ્વદેશી ને ચુસ્ત સત્યાગ્રહી કહેવડાવાનો. કયો એવો નમાલો હશે કે માતાની કુખને કલંકીત કરે.

કાન્તિ—ઘણાય ગુજરાતીઓ પડયા છે કે પ્રતિજ્ઞાઓ લઇ આગેવાની ભર્યો ભાગ ભજવી " શુદ્ધ ખાદી અહીં મળશે " એવું બોર્ડ લટકાવી વિલાયતી માલ વેચી રહ્યા છે અને ઘણા " કાળા ભીતર ને ઉપર ઉજળા " તમે નથી નીહાળ્યા. ખાદીને નામે કેવાં કેવાં કૃત્યો કરે છે. જુવોને પેલો પેટલાદનો પારસલીયો. ખાદીના પહેરણમાં તો બીજો ગાંધી જાણે ન જનમ્યો હોય એવો તો એનો ડોળ ને નીકળ્યો ત્યારે પારસલનો શિકારી. ખાદી સજેલાને

અને ગાંધીજીના અનુયાયીને બહાદુર બહારવટીયાઓએ પણ જતા કરેલા છે. સ્વદેશીના પ્રચારને નામે ગરીબોનાં રકત ચૂસી લક્ષ્મીથી તર થનારા અને નહિ વેચુની પ્રતિજ્ઞા કરી વિલાયતી વેચનાર વીર ગુજરાતીનું વીરત્વચીન્હ મુછ મૂડાવેલ ઘણાને એજ ફેશને જોઉં છું. તો તે દેશ સેવાને માટે નાલાયક, નપુંસક કે રાંડવા ને અનિતિને રસ્તે લક્ષ્મી ટકાવામાં એક્કા કહેવડાવાને તો નહિ માગતા હોય? હશે જે હશે તે આપણે શું.

રસીકચંદ્ર—હશે પ્રભુ પ્રભુ હોય એમને એમ એક બાજુ અમૃત સીંચન ત્યારે બીજી બાજુ ભડ ભડ બળતો દાવા નળ.

ભરેલો પાપઘટ ફુટતાં, પ્રભુ શિક્ષા આપે છે;
અદલનો ન્યાય કરનારો, દુઃખીનાં દુઃખ કાપે છે:

કાન્તિ—જાઓ ઝટ અને આજને આજ રેંટીયો લાવી આપો. મારાં કંચન બેન કાંતવા બેસશે ત્યારે હું તે જોઇશ અને શીખીશ. અને તેજ સુતરનો હાર તમને પહેરાવીશ.

રસીકચંદ્ર—ત્રણુ ગુણે જો તમો બીઓ શોભો તો તો અંતરિક્ષ રહેલા દેવો પણ તમારાં દર્શન કરવા ઇચ્છા રાખે ને સતીને દેવીના પદને પામો.

કાન્તિ—એવા કયા ત્રણ ગુણો કહો તો ખરા ?

રસીકચંદ્ર—સત્યથી ચાલવું, શીયળને વ્હાલું ને નિંદા ત્યજવી. ટુકમાં એટલુંજ કે પતિભક્તિમાં પ્રાણ આપવા.

કાન્તિ—ઠીકઠીક આ આલમના ચોગાનમાં મને બે શિક્ષક મળ્યા. એક તમો અને બીજામાં મારી સગી કંચન અને ગુરૂ ગાંધીજી.

રસીકચંદ્ર—તું તો બડી ચાલાક ને ફિલસુફી વાળી બની ગઇ દેખું જો.

કાન્તિ—મારી ઠેકડી કરવા લાગ્યા જો. જાઓ જાઓ બળ્યું શરમાવે નહિ.

રસીકચંદ્ર—લે ત્યારે આ ચાલ્યો, ખોટુ લાગે તો અમારૂ અમારી પાસે રહેવા દો.

( રસીક જાય છે. )

લેખક—

શયતાનની શયતાનીથી, શાં ઘોર કૃત્યો થાય છે;
વાંચશો આ ભાગ બીજો, જોશો પછી શું થાય છે.

ઉંડા ઉંગીર એક ખાદીનો, ખાદી મહીં સોહાય છે;
લલના અને લક્ષ્મી તણી, કેવી પૂજાઓ થાય છે:
ખાદી ઓઢે ભાંડ કર્યો, જોશો કયમ ઉજવાય છે:
ખાદી તણી છે બોલ બાલા, મુખે વળી વદાય છે:
ભાગ બીજામાં વળી, જોશો ધતીંગો દેશનાં;
વંદેમાતરમ્ છે હવે, ના માનશો શું દેશમાં:
કોફી કટોરો આવીયો, ઇન્સાફ તેને આપવો;
હક્ક પીવા તે તણો છે, શું કામ તે ઉથાપવો:
આવજો મળજો વળી, પ્રેમથીએ નમન છે;
મસ્તી મુસાફિર તણી, એ બાદશાહી ચમન છે:

